મુંબઇમાં લક્ષ્મીની ભરતી આવી હતી, તે સમયે તેનો લાભ લઈ દેશહિતનાં કાર્ય કરવાને, ધનરૂપ જલ, સભા કે મંડલી રૂપ પાત્રોમાં ભરી લેવાનો વિચાર, કોઈ કોઈ ગૃહસ્થોના મનમાં આવ્યો હોય એવું થયું હતું. અને તે પ્રમાણે કેટલાક ગૃહસ્થોએ પરોક્ષ અપરોક્ષ કાર્ય સાધી પણ લીધાં છે; ઉદાર શ્રીમંતોને પ્રાર્થના કરીને અને કેટલાકોને પ્રેરીને લક્ષાવધિ ધન પરોપકારનાં કાર્યોમાં કઢાવ્યાં છે. ધન્ય છે ઉદાર શ્રીમંતો અને ધન્ય છે તેઓના દૂરદર્શી પ્રેરકો. ભરતીનો તો ઓટ થઈ ગયો, પણ પેલાં શુભ કાર્યો સારૂ ભરી લીધેલાં પાત્રો અજી વિદ્યમાન છે. તે લખલખિત આનંદદાયક પાત્રો અનેક પ્રકારના વિચાર ઉત્પન્ન કરે છે. તે વિચારો અત્ર સ્ફુટ ન કરતાં અનુભવી વાચનાર વિવેકીને માત્ર તેની સ્મૃતિ કરાવવી એટલું પૂર્ણ વિચારાય છે. ઇશ્વરની લીલા અકલિતા અને અપરંપારા છે, એ સત્ય છે.

અખિલ જગત્‌માં સર્વોપરી સંસ્કૃત તેની પૂત્રી ગૂર્જરભાષા,—જે વિચારની વાચકમુદ્રા, અથવા જ્ઞાનના ભંડારની મંજૂષાનો આપણા ગૂર્જર બાંધવોનો અર્થ સારશે, એવું અતિ ઉપયોગિ સાધન—તેને સર્વ પ્રકારે પોષવી અને શૃંગારવી એવો સંકલ્પ ઉઠયાથી, તેમ કરવાનાં સાધન ઉપર પ્રથમ આ લેખકનું લક્ષ ગયું. તેમ કરવામાં પ્રથમ એક મિત્ર[1] (જે પોતાનું નામ પ્રસિદ્ધ કરવા ઇચ્છતા નથી) જે દેશીયોનો મિત્ર, ધાર્મિક અને જે અજ્ઞાત રહી લોકનું યથાશક્તિ કલ્યાણ કરવા સદા તત્પર રહે છે, તેઓનું સંમત લીધામાં આવ્યું. તેણે એ શુભ યોજનામાં ઉત્તેજન આપ્યું. સંકલ્પ સિદ્ધ થાય એવી આશા થવા માડી. વિદ્વાન્, ઉદાર, પરોપકારી, દેશીયોના મિત્ર, અને સંક્ષેપમાં આપણે જેનું જીવનચરિત્ર વાચિયે છિયે તેવા વર્ગના પુરુષોમાંનો એક, ડાકટર ઉલસન, તેને એ વિચાર સંભલાવ્યો. તેણે પણ પોતાની સમ્મતિ આપી. એમ સંકલ્પ બલવાન્ થઈ સારૂ રૂપ ધારણ કરવા લાગ્યો. એવામાં ગૂર્જરાત અને ગૂર્જરાતી ભાષા સાથે સજ્જડ એકીભૂત થઈ ગયેલું ફાર્બસનું પ્રતાપિ નામ સ્વાભાવિકરીતિએ જ, આ લખતાં આજ

---

૧. એ સંભાવિત ગૃહસ્થનું નામ ધી રેવરેન્ડ મિસ્ટર. ધનજીભાઈ નવરોજી છે. પ્રથમાવૃત્તિમાં તેની નામ ગુપ્ત રાખવાની ઇચ્છાનું ઉલ્લંઘન કરી શકાયું ન હતું. પરંતુ તેવા સદ્‌ગૃહસ્થનું નામ ગુપ્ત રહે એ અંતઃકરણને ભારકારી હતું. આ વાર પણ તેઓની અનુજ્ઞા લીધા વિના તેઓનું નામ પ્રસિદ્ધ કરાય છે. આશા છે કે તેઓ એ દોષને ક્ષંતવ્ય ગણશે.

શોકમિશ્રિત આનંદ પામનારને, સ્ફુરી આવ્યું. તેણે ફાર્બસસાહેબને મિ-
ળીને સર્વ યોજના નિવેદન કરી. તે શુભ સમયે અંતઃકરણમાં આનંદ પામી
તદ્દર્શક પ્રસન્ન મુખે ફાર્બસે કહ્યું કેઃ—"મારા મનમાં એ વિચાર નિરંતર
રમ્યા કરતો હતો, પરંતુ મારી પાસે સાધન ન હતાં તેથી સિદ્ધ કરી શ-
ક્યો નથી. અવે એ કામમાં *** હું પણ યથાશક્તિ પરંતુ બહુપ્રીતિથી સર્વ
પ્રકારે સામીલ રહીશ. ૯૦ ૯૦" પછી એ વિચાર સિદ્ધ કરવા ફા-
ર્બસે પોતાનું બહુ લક્ષ આપવા માંડ્યું. મુંબઇના કેટલાક શ્રીમંત ગ્રહસ્થોને
કાને એ વિચાર આ લેખકે નાખ્યો, તેઓએ નાણાનો આશ્રય આપવા
સ્વીકાર્યું. તે શુભ સમાચાર મિ૦ ફાર્બસને કહ્યા એટલે તેઓને અધિક ઉ-
ત્સાહ થયો. સંકલ્પિત સભાના ઉદ્દેશ શા શા છે તે વિષયનાં પ્રસિદ્ધિપત્ર
છપાવી સર્વને જાણ કર્યું. સુરાષ્ટ્રના રાજાઓપાસે નાણાનો આશ્રય લેવા
ત્યાંના અધિકારીઓ દ્વારા ફાર્બસે પ્રયત્ન કરયો. રા૦ સુંદરરાયે તે કાર્ય ઉ-
ત્સાહથી માથે લીધું. ફાર્બસસાહેબનું નામ સુરાષ્ટ્રદેશના રાજાઓને એવું પ્રિય
હતું કે ફાર્બસસારૂ 'જે કરે તે ઓછું,' એવું તેઓ માનતા હતા. તે-
ઓએ ઉદાર મનથી 'ગૂજરાતી સભા' અર્થે નાણા ભરયાં. એ સભાના ઉ-
પયોગસારૂ એક લાખ રૂપિયાનો સંગ્રહ કરવા વિચાર હતો. તેમાંથી રૂ-
પિયા ૨૮૨૦૦* અઠાવીશ હજાર બસેં સુરાષ્ટ્રમાં ભરાયા; અને માત્ર

---

* એ રીતિએ ભરાયલાં નાણામાંથી જે આજ સુધીમાં વસુલ થયાં છે તેની વિગત.

૫૦૦૦ શ્રી જુનાગઢના નવાબ સાહેબ.
૫૦૦૦ શ્રી ભાવનગરના ઠાકુર સાહેબ.
૪૦૦૦ શ્રી નવાનગરના જામ સાહેબ.
૨૫૦૦ શ્રી ધરાંગધરાના રાજ સાહેબ.
૨૦૦૦ શ્રી પોરબંદરના રાણા સાહેબ રૂ. ૨૫૦૦ માંથી
૧૭૫૦ શ્રી ગોંડલના ઠાકુર સાહેબ.
૧૨૫૦ શ્રી વઢવાણના ઠાકુર સાહેબ.
૧૨૫૦ શ્રી લિંબડીના ઠાકુર સાહેબ.
૧૦૦૦ શ્રી મોરબીના ઠાકુર સાહેબ.
૧૦૦૦ શ્રી પાલીતાનાના ઠાકુર સાહેબ.
૩૦૦ શ્રી ચુડાના ઠાકુર સાહેબ.
૩૦૦ શ્રી સાયલાના ઠાકુર સાહેબ.
૩૦૦ શ્રી જસદણના ખાચર સાહેબ.
૨૦૦ શ્રી બજાણાના મલેક સાહેબ.

**થોડાક જ દિવસમાં મુંબઇના શ્રીમંતોએ રૂ. ૩૭૫૦૦ ભરયા. બીજા ગૃહસ્થો પણ એ વિષયે જાણતા તેમ સારો આશ્રય આપવાની ઇચ્છા દર્શાવી આશા આપતા, તે ઉપરથી ધારયા કરતાં અધિક નાણાનો આશ્રય મળશે એવું એક સમયે ભાસ્યું હતું.**

પ્રથમ મુંબઇમાં વાલુકેશ્વર સમીપ ફાર્બસને બંગલે થોડા ગૃહસ્થો મળ્યા. અને પછી તા૦ ૨૫ મી માર્ચસન ૧૮૬૫ ને દિને પ્રસિદ્ધ ગૃહસ્થોને આમંત્રણ કરી એક સભા મુંબઇના પુરાલયમાં મેળવી. સર્વના એકમતથી "**ગૂજરાતી સભા**" સ્થપાઈ. તેમાં મિ૦ ફાર્બસ પ્રમુખ, બીજા સંભાવિત પુરુષોની એક વ્યવસ્થાપક મંડલી, અને આ લખનાર મંત્રી, એમ નિયમન થયું; અને હર્ષભરી સભા વિસર્જિતા થઈ. તે સમયે સર્વેએ તેના પ્રતિ એવી પ્રીતિ દેખાડી કે એ શુભ કાર્ય યથાર્થ સિદ્ધિ પામશે એમાં કોઇને પણ શંકા થાય નહિ.

પરંતુ મનુષ્યનું ધાર્યું શું થાય છે! ઇશ્વરની અકલિતા માયા કોનાથી કલાઈ છે! ઉપરનો વિચાર કરીને ઉઠયા તે જ વેલા મુંબઇને માથે એક સંકટચક્ર અદૃશ્ય ભમતું હતું. તેની ગતિ કોઇના જાણ્યામાં ન હતી. એવા સંધિમાં વલી ફાર્બસની પ્રકૃતિ બગડી તેથી તેઓને મુંબઈ છોડી પુને જવું પડયું. મંત્રીને પણ કંઈ અવશ કાર્ય સારૂ સ્વગ્રામ જવું પડયું. એ વિઘ્નોથી કાર્ય વિલંબાઈ સમય ચ્યુત થયો. તેનું પરિણામ તો હાનિ હોયજ. પછી કેટલેક માસે મુંબઇમાં પાછું આવવું થયું ત્યારે, મુંબઇની દશા વિપરીતા દીઠી. અદૃષ્ટદેવીએ શોકનો પડદો અકસ્માત્ નાખેલો દેખાયો. જે જે ગૃહસ્થોને થોડાક જ માસ ઉપર સુખમાં દીઠેલા, તે તે ગૃહસ્થોને સંકટમાં મુઝાતા દીઠા. અનુભવી પંડિતો કહી ગયા છે કે "ધર્મસ્ય ત્વરિતા ગતિઃ" તેને અનુસરી જે ગૃહસ્થોએ ટીપમાં નાણા ભરયાં હતાં તેઓને તત્કાલ સૂચવવામાં આવ્યું; પણ તેઓને પોતાની પીડાની વેદના એટલી બધી વધી ગઈ હતી કે,

---

**૨૦૦ શ્રી માલિયાના ઠાકુર સાહેબ.**
**૧૦૦ શ્રી કોટડાના ઠાકુર સાહેબ.**
**૧૦૦ શ્રી વીરપુરના ઠાકુર સાહેબ.**

**એ રીતિએ કાઠિયાવાડનાં, અને બીજાં મુંબઈનાં નાણાંમાંથી માત્ર રૂ. ૫૦૦) સદ્ગત શેઠ. ગોકુલદાસ તેજપાલના વસુલ થયાં છે. તેની સરકારી નોટો લઈ મુંબઈ બેંકમાં રાખવામાં આવી છે.**

તે બીજા કશા ઉપર લક્ષ રાખી શકતા ન હોતા. તેનો પરિણામ એ થયો કે નાણાં વસુલ આવી શકયાં નહિ.

એ પરિણામથી સભાને ભારે હાનિ થઈ એવું ન ગણાત. કારણ એ સાધનને તો પાતાલમાંથી પકડી લાવે એવા ગૃહસ્થો એ સભામાં સામીલ હતા. પરંતુ એક અસાધ્ય હાનિ એ સભાને તે જ કાલે થઈ.

બહુ વિચારો કરવાથી મસ્તકમાં રોગ ઉત્પન્ન થયો તેથી, થોડા દિવસ તેની પીડા ભોગવી તા૦ ૩૧ મી આગસ્ટ સન ૧૮૬૫ ને ગુરુવારને દિને પુનામાં ધી આનરેબલ એલિસના બંગલામાં ફાર્બસનો દેહ પડયો, અને તે સદ્‌ગતિ પામ્યા. ફાર્બસના અકાલે સદ્‌ગમનથી સભાને એવો તો અસહ્ય ધક્કો લાગ્યો કે તેની મૂર્છા વળવી એ દુર્લભ થઈ પડયું.

ફાર્બસને એ સભા કેવી પ્રિયા હતી અને તેના ઉપર અંતઃકરણથી તેનાં સ્નેહમમતા કેવાં હતાં તેની સાક્ષી પૂરવા નીચેનું ફાર્બસનું માત્ર એક વચન અનેકનો અર્થ સારે એવું છે. અંતકાલ વેલા જે જે કાર્યો સાથે ફાર્બસને સંબંધ હતો, તે તે કાર્યો એઓના મિત્રોએ સંભાળી લીધાં, ત્યારે "ગૂજરાતી સભાનું" કામ પણ સંભાળી લેવા એઓના મિત્રોએ કહ્યું. તે સમયે ફાર્બસે ઉત્તર આપ્યું કે:-"**સર્વ કાર્ય તમને સોંપીશ, પણ મારી ગૂજરાતી સભાનું કાર્ય તો અંત સુધી કોઇને સોંપવા હું રાજી નથી.**" એ વાકય કેવા હૃદયમાંથી નીકળ્યું હશે, તે દર્શાવવા તેમાંના પ્રત્યેક અક્ષરો એવા તો સમર્થ છે કે, એક માત્રા પણ અધિક કહી પુષ્ટિ કરવાની અપેક્ષા રહેતી નથી.

એ પ્રકારે ફાર્બસના સદ્‌ગમનથી ગૂજરાતીસભાને જ એકલીને અસાધ્યહાનિ થઈ એવું નથી. જેની જેની સાથે તેનો સંબંધ હતો તેને તેને એઓના મરણથી અભિઘાત અને શોક થયા છે. અને કવિ દલપતરામ કહે છે તેમ, "કીરતી કોટ કિંલાક જવા થકી આખી થઈ ગુજરાત ઉદાસી." કાઠિયાવાડમાંથી રા. રા. મુકુંદરાય લખે છે કે "ફાર્બસનું મરણ જાણી અત્રના ઘણા રાજા રજવાડામાં પોતાના કુટુંબનું એક ઉપયોગી મનુષ્ય ગમાથી જેટલો શોક થાય એટલો થયો છે." ગૂર્જરાતમાં તેને વધારે સહવાસ હતો એટલે ત્યાંના લોકોને શોક સંતાપ થાય એમાં તો નવાઈ જ શી. જે બહુ વર્ષ ફાર્બસ સાથે રહ્યા, અને જેઓનાથી ફાર્બસના વૃત્તાંતમાં બહુ સા-

ધન મળ્યાં છે, તે ક૦ દલપતરામે "**ફાર્બસવિરહ**" નામે એક પ્રશસ્ય કાવ્ય લખ્યું છે. તે વાચવાની આ પ્રસંગે સર્વને ભલામણ છે. એ પ્રશસ્ત પુસ્તકમાંની સરસા કવિતા પ્રાસંગિકી અને સ્વાભાવિકી છે. ફાર્બસ, દલપતરામના ભોજ હતા. દલપતરામનું કવિત્વ ફાર્બસથી ખરૂં પ્રકટ થયું અને ફાર્બસ સંબંધી લખતાં તે પૂર્ણ દશા પામ્યું છે. ફાર્બસના વિયોગથી ક. દલપતરામને અનેક પ્રકારની હાનિ થઈ છે, અને તેઓનું હૃદય સવિશેષ કોમલ થઈ નિર્મલ સ્નેહ દર્શાવતાં વદે છે કે;—

( ઈંદ્રવિજય. )

ગામ, ગરાસ, ધરા, ધન, ધામની ખોટનું દુઃખ ખરૂં,—પણ ખોટું;
સંતતિહીન, કુટુંબ કુસંપનું, છાતિતણું દુઃખ, તે પણ છોટું;
કોડ રિપુતણું કોણ ગણે કદિ ચોગણું આવી ચડી દુઃખ ચોટ્યું;
મેં મનમાં અનુમાન (!અનુભૂત?) કર્યું, દુઃખ મિત્રવિયોગનું સર્વથી મોટું.

'**ગુજરાતી સભાએ**' ફાર્બસનો શોક તેનું શુભ નામ જ તેણે પોતાનામાં કોતરાવી દર્શાવ્યો છે, અર્થાત્ "**ફાર્બસગૂર્જરાતી સભા**" એવું નામ ધારણ કર્યું છે. 'એશિયાટિક સોસાઇટી'ની શાખાએ પણ પોતાના વૃત્તાંત પત્રમાં ફાર્બસશોકદર્શક લેખ, વિદ્વાન્ અને બહુશ્રુત ડાકટર–ઉલસનના મતને અને રા. રા. વિશ્વનાથ મંડલિકના અનુમતને અનુસરી લખ્યો છે. તે ઉભય ગૃહસ્થોએ એ પ્રસંગે ભાષણો કર્યાં છે, તેમાં ફાર્બસ સાહેબના ગુણ ગાયા છે. મુંબઇની સમસ્તશાલાના ( યુનિવર્સિટીના ) વાર્ષિક સમાજમાં તેના પ્રમુખ ગવર્નર સર બાર્ટલ ફ્રેર જેવા ગૃહસ્થે પણ ફાર્બસના સદ્ગમનથી વિદ્યોપાસક વર્ગને થએલી હાનિ સખેદ વર્ણી છે.

"That this society place on record the expression of their deep sorrow for the death of the Hon'ble Mr. Justice Forbes, one of their Vice–Presidents, and their testimony to his eminent abilities, varied accomplishments, and grace of manner; to his important services in the illustration of the literature and antiquities of Gujarat; and to his high character, and exemplary life, which reflected honor on the

British Government in India, and won the affection of all classes of the natives with whom he held public or social intercourse." p. LXXXIV (84).

The Journal of the Bombay Branch of the Royal Asiatic Society Vol. VIII 1863-65.

"The report which the registrar has read alludes in fitting terms to the loss of our late Vice-Chancellor (the Hon'ble Mr. A Kinlock Forbes) and he could have no more fitting eulogy than the sorrow thus expressed, of the senate over which he presided.* But I may be pardoned if I point the late Mr. Alexander Kinlock Forbes out to those of my own countrymen who desire to aid in the great work of the University, as a bright example of what they have it in their power to do. It was not his intellectual ability, great as that was, nor his learning and accomplishments, though we know them to have been profound and varied; but it was the innate English love of justice which, with such singular modesty, was his great characterstic which gave him such a hold on the sympathy of all with whom he came in contact, and which was the true secret of his power."

The speeches and addresses of Sir H. B. E. Frere, p. 147.

* "The Syndicate cannot conclude this report without an expression of feeling at the untimely decease (at Poona in August 1865), of the late Vice-Chancellor the Hon'ble A. Kinlock Forbes after a brief tenure of office during which his refined accomplishments and judicial equability of mind endeared him to the University."

એ આદિ વિદ્યાસ્થાનોમાં અને વિદ્વાનોના વિચારોના વાહક અનેક વર્તમાનપત્રોમાં મરણ પશ્ચાત્ તેઓ વિષયે સ્મરણલેખ પ્રસિદ્ધ થયા છે, તેઓમાં પણ ફાર્બસ સાહેબના શુભ ગુણનું એકસ્વરે ગાન થયું છે. તેમાંથી એક વાનગી રૂપે તા૦ ૫ મી સપ્ટેમ્બર સને ૧૮૬૫ના ધી બામ્બે સાટર્ડે રેવ્યુ નામે પ્રતિષ્ઠિત પત્રમાંથી અત્ર ઉતારાય છેઃ—

"Here (in Bombay) he at once entered into the confidence of the higher classes of Natives............ At the time of his death it may be said of him that he was unequalled for the individual affection entertained for him by his friends of all classes of men with whom he was brought either in official or social intercourse, as well as in the general esteem and respect of the inhabitants of Bombay and people of Gujarat."

× × × × × ×

એ સર્વનો સંક્ષિપ્ત સાર સ્વલ્પ શબ્દોમાં,—લાર્ડ મેકાલેએ સન ૧૮૩૫ માં લાર્ડ ઉલિઅમ બેન્ટિકના સ્મરણલેખમાં લખ્યું છે તેનો બહુ ભાગ આપણા ફાર્બસને યથાવિધ લાગુ પડે છે. તેથી તેના શબ્દમાં જ—અત્ર અવતારાય છે.

"Who never forgot that the end of Goverment is
The happiness of the Governed:

× × × × × ×

Who effaced humiliating distinctions:

× × × × × ×

Whose constant study it was to elevate the
intellectual
And moral character of
The Nations committed to his charge:"
(Macaulay's Writings and Speeches p. 469)

સુરતના લોકોએ ફાર્બસનું સ્મરણ રાખવા સારૂ થોડું નાણું એકઠું

કર્યું છે, અને પ્રતિવર્ષ તેમાંથી તેને પ્રિય એવી જે ગૂર્જરભાષા, તેને પુષ્ટિ મલે એવી યોજનાઓ કરે છે. મુંબઇમાં યુરોપીયો અને દેશીયોએ એકત્ર મળી અન્ય માર્ગે પણ ફાર્બસનું સ્મરણ રહેવા એક સ્મારક સંગ્રહ કર્યો છે. તેમાંથી રૂ ૫૦૦૦ ) આ પ્રાન્તની સમસ્તશાલાને (યુનીવર્સિટીને) સ્વાધીન કરયા છે. તેના વૃદ્ધિ-દ્રવ્યમાંથી ન્યાયશાસ્ત્રમાં પ્રવીણ નીકળે તે વિદ્યાર્થીને પ્રતિષ્ઠાર્થ એક ફાર્બસના નામની 'સુવર્ણમુદ્રા' આપવી એવો નિશ્ચય થયો છે. પોતાના જીવનમાં જ સારાં બીજ વાપવામાં ફાર્બસ એવા એક સાધનભૂત થયા છે કે, તેઓનાં વૃક્ષ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતા જશે, તેમ તેમ તેનું અધિક અધિક સ્મરણ કરાવતા જશે, એટલે તેના મરણ પછી સ્મરણ કરાવવા અન્ય કોઇની સહાયતાની ઝાઝી અપેક્ષા રહી નથી. કવીશ્વર શેક્સપીઅર કવે છે કેઃ—

"Not marble nor the gilded monuments
Of princes shall outlive this powerful rhyme."

એ યથાર્થ છે. કવિ. દલપતરામ પણ કવે છે કેઃ—

(કવિત.)

" મળ્યાં હશે બીજાઓને મોટાં મોટાં માનપત્ર,
ચોથરાં થઈ જશે તે ચુંથાઈ ચુંથાઇને;
બનાવી બનાવીને બેસારયાં હશે બાવલાં તે,
પાવલાંની કીમતે કદિ જશે વેચાઇને;
મસીદો મીનારા કે કરાવેલા કીરતી થંભ,
ઘણે દાડે તે તો જશે સમૂલા ઘસાઇને;
કવિતાથી ઠામ ઠામ કહે દલપતરામ,
ફારબસતણો જસ રહેશે ફેલાઇને."

ફાર્બસનો સ્વભાવ મહાશય અને માયાલુ હતો તે તો આપણે જોઈ લીધું છે. તે એક ખરા ગૃહસ્થ હતા. દેશીય પરદેશીયમાં કઈ અંતર ગણતા નહિ. સર્વ સાથે યોગ્ય સંન્માનથી વર્ત્તતા. તેના અંતઃકરણ જેવું તેનું મુખ પણ સદા સલજ્જ પ્રસન્ન અને આકર્ષક રહેતું. પ્રારંભમાં તેનું ચિત્ર મુક્યું છે એટલે તેના આકારનું વર્ણન કરવાની અગત્ય નથી.

મિ૦ ફાર્બસ પૂર્વ વયમાં વહેલા પરણ્યા હતા. તેઓને ચાર પુત્ર અને

બે પુત્રીઓ છે. તેમાંથી જ્યેષ્ઠ પુત્રનું વય ૨૧ વર્ષનું છે. તેનું નામ જાન. ફ્રેજર. ફાર્બસ. તે વિલાયતમાં છે. બીજો ૧૯ વર્ષનો હેન્રી. ડેવિડ. અર્સકીન ફાર્બસ સિંધમાં 'સરવે' ખાતામાં અહુણા જ નોકર થયો છે. ફાર્બસની વિધવા અને બીજું કુટુંબ વિલાયતમાં છે. ફાર્બસ સાહેબ સંતોષી હતા. મુંબઇમાં ખરા સટ્ટાના સમયમાં ઘણા યૂરોપીયોએ હસ્તે પરહસ્તે સટ્ટામાં ભાગ લીધો હતો, પણ ફાર્બસસાહેબે તેનું નામ પણ ન હોતું દીધું. પરંતુ કુસંગાસંગદોષ જેવી એક મહાખેદકારિણી વાર્તા બની છે. પોતાના સર્વ ધનના ફાર્બસે મુંબઇબેંકના 'શેર' લઈ રાખ્યા હતા. ફાર્બસની સદ્ગતિ પછી શેરસટ્ટાનો ઉભરો શમી જઈ જે ધનનો વિનાશ થયો તેમાં મુંબઈ બેંકનું પણ સર્વસ્વ ગયું, એથી તેના 'શેર'નું મૂલ્ય કંઈ રહ્યું નહિ, તેથી મૂલ્યવાન્ ગણી સંગ્રહેલા તે શેર ઉપર ફાર્બસના કુટુંબના નિર્વાહનો જે આધાર હતો, તેમાંથી 'સોનાનો સર્પ થઈ જાય' તેમ થયું. તેથી તેના કુટુંબને એ હાનિ પણ અકસ્માત્ દુ:સહ્ય થઈ પડી.

મનુષ્યપ્રાણી સંપૂર્ણ નથી. તેમ સતે ઉપરના જીવનચરિત્રમાં કંઈ દોષ દેખાતો નથી, એટલું જ નહિ પણ કોઈ કોઈ પ્રસંગે, જ્યાં જ્યાં સદ્ગુણ દેખે ત્યાં ત્યાં ગુણરાગથી વશ થનાર મનથી, કોઇને અધિકા લાગે એવી કહીં પ્રશંસા પણ થઈ હશે; તે વિષે તટસ્થ થઈ વિચાર કરતાં આ લેખક છેક અભાન છે એમ નથી. તો પણ, આ લેખકના સ્મરણમાં ફાર્બસના દોષ સ્ફુરતા નથી; એટલે, સારા ગુણના પ્રકાશથી જંખાઈ જવાની નિર્બલતા પોતે સ્વીકાર કરવી એ તેને સુતર લાગે છે. વિશેષમાં સ્વાર્થ વિના અને કામના વિના, કલ્યાણકારી મહાજનો આપણા દેશ ઉપર ઉપકાર કરે, તેઓની સુજનતાની તથા મહત્તાની તુલના અને મૂલ્ય હોય તેથી અધિક કદાપિ ગણાયું હોય, તો તે આપણ જેવા કૃતજ્ઞ લોકને દૂષણરૂપ નહિ, કિંતુ ભૂષણરૂપ છે. એ વિચારાનુસારી આ લેખક છે.

(શિખરિણી.)

ભરેલા સદ્ગુણો કશુ મન અભિમાન ન વસ્યું,
મને જેને તો લોકહિત કરતાં પ્રિય ન કસ્યું.
પ્રજા રાજા વચ્ચે પ્રીતિ સબલ સુબંધન બને,
સહુ ધો આશીર્ફાર્બસવદધિકારી પુરુષને.

**મન:સુખરામ સૂર્યરામ ત્રિપાઠી.**
ફાર્બસ ગુજરાતી સભાનો માન્ય મંત્રી.

## અનુલેખન.

'ફાર્બસ ગૂજરાતી સભા'ની ટીપમાં તુરતમાં રૂપિયા પાંસઠ હજાર સાતસેં અંકે રૂ. ૬૫૭૦૦) ભરાયા હતા; એમાં સુરાષ્ટ્રમાંના રાજ્યકર્તાઓએ રૂ. ૨૮૨૦૦) ભરવા હતા, તેમાંથી રૂ. ૨૬૨૫૦) આવ્યા હતા; અને મુંબઈમાં ભરાવલા રૂ. ૩૭૫૦૦) માંથી માત્ર રૂ. ૫૦૦) આવ્યા હતા. કુલ રૂ. ૨૬૭૫૦) અક્ષરે રૂપિયા છવીસ હજાર સાતસે અને પચાશ વસુલ થયા હતા. તેમાંથી રૂ. ૧૮૩૮) ના હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ લઈ મુંબઈના પુરાલય—ટાઉનહાલ-માં 'ફાર્બસ ગૂજરાતી સભા'ના એક કપાટમાં એ ૭૮ ફા૦ ગૂ૦ સભાના હસ્તકમાં છે. રૂ. ૧૪૦૦૦) ને આશ્રયે **રાસમાલા**નું ભાષાંતર કરાવી સચિત્ર પ્રસિદ્ધ કરવામાં વ્યય થયો હતો. રાસમાલાના વેચાણનાં નાણાં પાછાં વલ્યાં તેની, તથા મૂલમાંથી જે શેષ હતું તેની, સરકારી નોટો લઈ મુંબઈ બેંકમાં રાખેલી છે. એ સભાનું કાર્ય યથેચ્છ કરવામાં એ નાણાં ઉપર આવતું વાજ પહોચી શકે એમ ન હોવાથી નાણાં આપનાર સુરાષ્ટ્રનાં રાજ્યોએ સભાના મંત્રીને સૂચના કરી હતી કે "એ નાણાંના વાજમાંથી સારાં કામ કરી શકવા જેટલો સંગ્રહ થાય ત્યાં સુધી એ નાણાંનું મૂલ દ્રવ્ય વાજથી વધારવામાં આવે છે એમ અજી થોડાંક વર્ષ ચલાવવું." તે અનુસાર એ નાણાં વાજથી વધારવાનુંજ લક્ષ રાખેલું છે. આ વિ. સંવત્ ૧૯૫૩ ઈ. સ. સ. ૧૮૯૭ના વર્ષના અન્ત સુધી મૂલ દ્રવ્ય અને વૃદ્ધિદ્રવ્ય (વાજ) મલીને કુલ રૂપિયા બાસઠ હજાર અને પાંચસે અંકે રૂ. ૬૨૫૦૦) ની સરકારી નોટો લેવાઈ 'ધી બેંક આવ બોમ્બે'માં એજ ફા૦ ગૂ. સભાના નામથી સુરક્ષિત રાખવામાં આવી છે. અને અજી તેમાં પ્રતિવર્ષ વધારો થતો જશે.

'પ્રબન્ધચિન્તામણિ' નામે સંસ્કૃત પુસ્તક છે. તેમાં ઐતિહાસિક વૃત્તાન્ત હોવાથી પ્રખ્યાત ડાકટર ભાઊ દાજીના તંત્રિત્વ નીચે પ્રસિદ્ધ કરવાનો 'ફાર્બસ ગૂજરાતી સભા'એ નિર્ણય કરયો હતો. પરંતુ તે ગ્રંથ ડા. ભાઊ દાજી સદ્ગત થયાથી પ્રસિદ્ધ થઈ શકયો નથી.

'રાસમાલા'નું ગૂજરાતીમાં ભાષાન્તર આપણા પ્રખ્યાત ગ્રંથકાર રા. રા. રણછોડભાઈ ઉદયરામે બહુ પરિશ્રમ લઈ કરયું છે; અને તે સુંદર તથા રુચિકર ગણાયું છે. તેની શુદ્ધિ—વૃદ્ધિ—સહિતા દ્વિતીયાવૃત્તિ માત્ર એકવાર પ્રસિદ્ધ કરવા ફા૦ ગૂ. સભાની ભગિની અમદાવાદમાંની 'ગૂજરાત વર્નાક્યુલર સોસાઈટી'ને અનુજ્ઞા આપી છે.

**ગિરગામ, મુંબઈ.** } **મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.**
સંવત્ ૧૯૫૩. આશ્વિન વદિ ૧૩. } ફા૦ ગૂ. સ. માન્ય મંત્રી.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી પ્રબંધમાળા.

# ફાર્બસ વિરહ.

રચનાર

કવીø દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.

આવૃત્તિ છઠ્ઠી.—નકલ ૧૦૦૦

અમદાવાદ,
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઓફિસ.

સંવત્ ૧૯૫૪.—ઈ. સ. ૧૮૯૮.

અમદાવાદ,
યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડમાં
ઘેલાભાઈ નરસિંહદાસે છાપ્યો.

# પ્રસ્તાવના.



આનરેબલ્ અલેકઝાંડર કિન્લાક ફાર્બસ સાહેબ, જેણે અમદાવાદ, સુરત, મહીકાંઠા, અને કાઠિયાવાડમાં મોટી અમલદારી ભોગવી, અને અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થાપી, ભૂતનિબંધનો અંગ્રેજીમાં તરજુમો કરીને વિલાયતમાં છપાવ્યો, ગુજરાતમાં જૂનાં પુસ્તકોનો શોધ કરીને ગુજરાતના ઇતિહાસનું રાસમાળા નામનું અંગ્રેજી પુસ્તક પ્રકટ કર્યું, છેલીવારે મુંબાઈની હાઇકોર્ટના જડજની પદવી મેળવી, અને ત્યાં ગુજરાતી સભા સ્થાપી, અને ગુજરાતી પુસ્તકો વધારવા સારૂ આશરે લાખ રૂપૈયાનું ફંડ ઉભું કર્યું, તે કામ પૂરૂં થયા પહેલાં સન ૧૮૬૫ ના આગષ્ટની ૩૧ મી તારીખે તેણે પૂનામાં દેહ મૂક્યો. તેના સ્વર્ગવાસથી મુંબઈ તથા ગુજરાતના લોકો બહુ દીલગીર થયા ને વર્તમાન પત્રોમાં પોકાર થઈ રહ્યો. તેનું નામ કાયમ રાખવા સારૂ હરેક ઠેકાણેથી લોકોએ આતુરતા દેખાડી. આપણા દેશી લોકો સાથે તે બહુ મિત્રતા રાખતો હતો. તેની યાદગીરી રાખવા સારૂ મારા અંતઃકરણના સ્નેહના ઉભરાથી મેં આ ફાર્બસ વિરહ નામની નાની ચોપડી રચી છે, અને વિશેષ હકીકત સન ૧૮૬૫ ના સપ્ટેંબરથી એ વર્ષ સુધીનાં બુદ્ધિપ્રકાશમાં દાખલ કરી છે. મુસલમાની જુલમી રાજ્ય થઈ ગયું, તોપણ અકબર જેવા સદ્‌ગુણી અમલદારોને લોકો સંભારે છે, અને સાબાશી આપે છે, તો અંગ્રેજી ન્યાયી રાજ્ય છે, તેમાં જેઓ ફાર્બસ સાહેબ જેવા પરોપકારી, આ દેશના લોકોનું હિત ચહાનારા અમલદારો થશે, તેઓની કીર્તિ આ દેશમાં અમર રહેશે, એમાં કાંઈ સંશય નથી. માણસનો જન્મ પામીને સહુની આશીષ લેવી, એજ જીવતરનું ફળ છે. કોઇનું રાજ્ય હમેશાં રહ્યું નથી, અને રહેનાર નથી, માટે જેણે સાબાશી લીધી હશે, તેજ હમેશાં રહેવાની છે.

# फार्बस विरह.

## મિત્રની દીલગીરી.

### મનહર છંદ.

શાણા સૂબા ફારબસે સ્વરગમાં કર્યો વાસ,
તેનો શોક તજી શાથકી સંતોપ વાળવો?
કવિતા જહાજનો તે ભાગી પડયો કૂવાથંભ,
ખરેખરો ખેદ તે તો કેમ કરી ટાળવો?
પંડિતોના પારેખની પ્રૌઢ પેઢી ભાગી પડી,
હવે કહો વ્યવહાર શી રીતે સંભાળવો?
દાખે દલપતરામ પામરનો પાળનાર,
મુંબાઈમાં હતો તે લુટાઇ ગયો માળવો. १

### ઈંદ્રવિજય છંદ.

તે મુજ મિત્ર ગયો તદનંતર, અંતર દુઃખ નિરંતર આવે;
જાતું રહ્યું સુખ તો શત જોજન, ભોજન ભાવ ભરે નવ ભાવે;
તેનિ છબીજ તરે નજરે, કદિ એક કલાક ન છેક છુપાવે;
કષ્ટકથા દલપત્ત કહે, કહું કોણ કને દુખ કોણ કપાવે? २
તર્ક વિતર્ક કવિત્વતણો, કવિના દિલમાંહિ શિથીલ દેખાણો;
દેશતણી દરશાઇ દશા બુરિ, જ્યાં તહાં લક્ષ્મિ વિનાશ જણાણો;
બુદ્ધિ ફરી બુદ્ધિમાન જનોનિ, ભલા જનનો પણ જીવ ભ્રમાણો;
દેખિ એવું*દલપત્ત કહે, નર ફાર્બસ સ્વર્ગ ગયો મન જાણ્યો. ३

### દોહરો.

નર્ધન લોકો નિરખિયે, સદન સદન બહુ શોક;
સાહેબ ફાર્બસ સાથ ગઇ, લક્ષ્મી પણ પરલોક. ४

### મનહરછંદ.

સંધ્યા સમે વસુધા[१] ને વ્યોમ[२] તણા સાંધા વિષે,
અવલોકયો રાતો આભ ચઢીને અગાશિયે;

---

* શેરસટ્ટાથી. १ પૃથ્વી. २ આકાશ.

જાણેકે કિન્લાક સૂઓ જગત તજી જવાથી,
ભૂમિએ ભગવો ભેખ ઓઢયોછે ઉદાસિયે;
સૂર્ય શશી સામસામા પશ્ચિમ પૂરવ પાસે,
તેની ઉપમા તો તેવા તર્કથી તપાશિયે;
જોગણી બણી જરૂર જાણે દલપતરામ,
કાંધે ધરી કાવડ ધરણી ધાઇ કાશિયે ! ૫
વા'લાના વિજોગવાળી વેદનાની વિગત તો,
જે જને જાણેલી હોય તેજ જન જાણશે,
પ્રસવની પીડા અપ્રસૂતા તો પીછાણે નહિ,
પ્રસવની પીડા તો પ્રસૂતાજ પીછાણશે;
ઘાયેલના ઘટતણી ઘાયેલ ઘણીક જાણે,
અવર તો એ વિષે અંદેશો ઉર આણશે;
દાદુરનું દુઃખ દેખી દાખે દલપતરામ,
હાડિયો તો હશી ખેલી ખેલ તે વખાણશે. ૬

ઇંદ્રવિજય છંદ.

ગામ ગરાસ ધરા ધન ધામનિ, ખોટનું દુઃખ ખરૂં પણ ખોટું;
સંતતિહીન, કુટુંબ કુસંપનું, છાતિતણું દુખ તે પણ છોટું;
કોડ રિપૂતણું કોણ ગણે? કદિ રોગનું આવિ ચઢી દુખ ચોંટયું;
મેં મનમાં અનુમાન કર્યું, દુખ મિત્ર વિજોગનું સર્વથી મોટું. ૭

દોહરો.

પૂછો ચાહિ ચકોરને, પૂછો જળચરકાય;
કાંતો પૂછો કમળને, સ્નેહિ ગયે શું થાય? ૮

## પૂર્વાનુરાગ સ્મરણ.

મનહર છંદ.

કાવ્ય અલંકારતણા ગ્રંથનો અભ્યાસ કરી,
જીવ જોડી રાખ્યો તો મેં કવિતાની જકમાં;
શોધતો હતો હું કોઈ શાણો સરદાર નર,
બોધતો હતો હું મહીનાથને મુલકમાં;
કોઇ દીલદાર ને ઉદાર દરબારમાં હું,

રહેવાની રૂચિ અતિ રાખતો ઇશકમાં;
દીલમાં વિચારતો હું હતો દલપત કહે,
ફારબસતણું તેડું આવ્યું તેવી તકમાં. ૯
ખાનપરે *દ્વારે જ્યારે નદીને કિનારે સારે,
મેળો થયો મારે ચાંદાસૂર્યના મહેલમાં;
ઇસવી સો અઢારે અડતાળીશમી સાલ ત્યારે,
પ્યાર કીધો પ્યારે પરિપૂરણ પહેલમાં,
પાસે રહ્યે પાંચગણો દૂર રહ્યે દશગણો,
થયો ઘણો ઘણો સ્નેહ સરસ સહેલમાં;
જેવો સ્નેહ કીધો અંત સુધી રાખી લીધો,
ફેરફાર નહિ કીધો મુખ કથન કહેલમાં. ૧૦

સોરઠા.

વચને પ્રીત વિવેક, એવા મિત્ર અનેક છે;
છાતીરંજન છેક, એકજ જડે અનેકમાં. ૧૧
સર્વે વચન સચવાય, ત્યાં સુધી પ્રીતી ટકે,
ચૂક પડયે ચૂંથાય, કાચી પ્રીતનિ રીત તે. ૧૨

મનહર છંદ.

લાડનો લડાવનાર દોસ્ત દીલદાર ગયો,
કોણ હવે મને લાડ કોડથી લડાવશે?
સુખ દુઃખ વારનો પોકાર સુણનાર ગયો,
કોણ હવે સુખ કરી શોકને શમાવશે?
હિંમત દાતાર હિમાયતુ હિતકારી ગયો,
કોણ હવે હૈયે મને હિંમત ધરાવશે?
કહે દલપતરામ સાહેબ કિન્લાક વિના,
કોણ "માઇ ડીયર" કહી મને બોલાવશે? ૧૩
વિચારી વિચારીને વિસારી દેયે વાત પણ,
વિસરતી નથી શું વિસારતાં વિસારીએ?
ધારી ધારી જોઇ ધારો ધારીએ ધીરજ પણ,

* અમદાવાદમાં.

ધારતાં ધરાતી નથી, ધીરજ શું ધારીએ?
ઠરવાનું ઠામ ગયું, માટે કોઇ ઠામ મન,
ઠરતું નથી કિયે ઠેકાણે ઠરી ઠારીએ?
દોસ્તદાર ફારબસ વિના દલપત કહે,
કાળજાનું કષ્ટ કેની આગળ ઉચારીએ. ૧૪

## મિત્ર પ્રતિ પ્રીતિવાક્ય.

સાદરાથી સ્વારીમાં સિધાવતા જ્યાં સાથે સાથે,
"આવજે!" પછીથી એવું ભાવે મુખ ભાખતો;
આગળ સિધાવી આપ કરીને મુકામ સારો,
મારે કાજે સરસ મુકામ શોધી રાખતો;
પરલોક પંથે પણ પ્રથમથી પોતે ગયો,
એ પણ ગયો હશે શું એવું અભિલાખતો?
કહે દલપતરામ શોધીને સારો મુકામ,
રાખજે સંભારીને રખે વિસારી નાંખતો! ૧૫
એકજ વરસ વિષે આપણો જનમ પણ,
હું તને પીછાણતો નહિ કશી પીછાણથી;
નામ મારૂં સાંભળી મુદામ મોકલી મનુષ્ય,
વા'લા તેં મને તેડાવી લીધો વઢવાણથી;
દેખાડી અપાર પ્યાર પંદરથી દૈ પગાર,
પાસે રાખી પોતે મને પ્યારો ગણ્યો પ્રાણથી;
કહે દલપત સર્વ લાયકથી લાયક તું,
લાયકી તારી લખી શકાય ન લખાણથી. ૧૬

### ઇંદ્રવિજય છંદ.

જન્મ જુદી જમિમાં ધરિને પણ, તું મુજ જન્મભૂ તર્ફ જણાયો;
એક થયું મળિને મન આપણું, જીવ મળી વળિ એક જણાયો;
પંડ જુદો પડવો ન ગમ્યો પ્રિય, અંત સમે ગુણ એજ ગણાયો;
દેહ રહે એક દેશ વિષે ગણિ, તું મુજ દેશ વિષે દફ્ણાયો. ૧૭
તેં મુજને તન નેં મન મેળવિ, લાડ અધીકથિ ખૂબ લડાવ્યો;
હેત ધરી મુજ હાથ ગ્રહી, નિજ ચારડ ઊપર ચાહિ ચઢાવ્યો;
ફેરવિયો પુરમાં પુર બાહર, જાહર જીવશુ જીવ જડાવ્યો;
આગળથી સુખ આપિ અપૂરવ, રે પ્રિય પાછળ કેમ રડાવ્યો! ૧૮

સાકરથી તન શાંતિ થતી નથિ, શાંતિ કરી ન શકેજ નિશાકર;*
પા કર ઝાલિ પ્રિતીરસ પ્રીતમ, કષ્ટ વિલોકિ કૃપાળુ કૃપા કર;
ના કરતો કદિ તું મુજને દુખ, રે કરૂણારસના રતનાકર;
ધા કરવો ન ઘટે ઘટ ભીતર, ઓ પ્રિય ફાર્બસ નેહ નિવાકર!૧૯

**મનહર છંદ.**

ઊતરે નહિ ઉતારી તારી માયા મોહકારી,
કારીગરી તેની ન્યારી નારી અને નરથી;
વિસરે નહિ વિસારી, સારો સંભવે સંભારી,
ભારી છળભેદધારી, ધારીએ શું ધરથી?
પ્રથમ પમાડી પ્રીત, પ્રીતમ પ્રિયા સહિત,
હિત મટયું વિપરીત, રીતની અસરથી;
વા'લીડા કિન્લાક વીર, વિરહે કીધો અધીર;
ધીરજનું છાંટ નીર, નિરખી નજરથી. ૨૦

**ઘનાક્ષરી છંદ.**

પાઇ પાઇ પ્રેમપાન પ્રથમ તેં પુષ્ટ કર્યો,
પછી પીડા પમાડી વિજોગપાન પાઇ પાઇ,
ધાઇ ધાઇ ભેટવાને આવતો હું તારે ધામ,
ધીમે રહી સામો ઊઠી આવતો તું ધાઇ ધાઇ;
ગાઇ ગાઇ ગીત તને રીઝવતો રૂડી રીતે,
ગુજારૂછું દિવસ હું હવે દુઃખ ગાઇ ગાઇ;
"ભાઇ! ભાઇ!" કહીને બોલાવતો તું ભાવ ધરી,
ભલો મિત્રતાનો ભાવ ભજાવ્યો તેં ભાઇ ભાઈ. ૨૧

**મનહર છંદ.**

જે જે જગ્યા તારી જોડે જોતાં જીવ રાજી થતો,
તે તે જગ્યા આજ અતિશે ઉદાસી આપેછે;
કાગળો કિન્લાક તારા દેખી દુઃખ દૂર થતું,
એજ કાગળો આ કાળે કાળજાને કાપેછે;
જે જે તારાં વચનોથી સર્વથા વ્યથા જતી તે,
વચનો વિચારતાં વ્યથા વિશેષ વ્યાપેછે,
દૈવની ઉલટી ગતિ દીઠી દલપત કહે,
જેથી સુખ શાંતિ થતી તે સઉ સંતાપેછે. ૨૨
જો તું જળ સ્વચ્છ રૂપે તો હું બનું મચ્છ રૂપે,

---

* ચંદ્ર.

જો તું ચંદ્ર હોય તો ચકોર થવા ચાહુંછું;
જો તું હોય દીવા રૂપે તો ધરૂં પતંગ અંગ.
તું વસંત રૂપ હું કોકિલ ગુણ ગાઉંછું;
જો તું હોય હીરા રૂપે તો હું બનું હેમ રૂપે,
તું સૂરજ વિના હું કમળ કરમાઉંછું;
કેવે રૂપે થયો ને કયાં ગયો તેની ગમ નથી,
એથી આ કિન્લાક મિત્ર! મનમાં મૂંઝાઉંછું. ૨૩

**દોહરો.**

અજર જગતમાં જઈ રહ્યો, સુખમય જ્યાં સંસ્થાન;
જોતાં સજર જગતથકી, ગૂમ થયો ગુણવાન. ૨૮

**નાગપાશ પ્રબંધ.—હરિગીત.**



## નાગપાશપ્રબંધ.

### હરિગીત છંદ.

ગુમ થૈ ગયો વિદ્વાન, કિધિ પક્ષી પરમ અહિ નામના;
રે ભાત ભલ જસ ભાગ ભરિ, કરિ કિમતવાચક કામના;
દુષ્કામ દુસ્તર તરિ તરત, ગત વાસમાં વિશ્રામના;
કિન્લાક કહિં જુદું અજર જગ, રે દોસ્ત દલપતરામના. ૨૫

### ઇંદ્રવિજય છંદ.

કોણુ હવે કરશે પ્રતિપાલન, સંકટના પડતાં શિર શાકા?
કોણુ દિવાળિ દિને દિલ પ્યારથિ, મોકલશે ફુલખંડિ ફ્ડાકા,
મિષ્ટ મિઠાઇ નવાઇનિ ચીજ, અને વળિ ઉત્તમ અંચળ તાકા?
મિત્ર હવે મુજ બાળકડાં, કહેશે જઇ કોણુને સાહિબકાકા? ૨૬

### મનહરછંદ.

અતડા રહી અમલ કરે અન્ય અંગરેજો,
તુચ્છ ગતિ તેઓતણી તજી રીત તેજ તેં;
ભાઈ તુલ્ય સર્વશું સગાઇ તેં સવાઇ સાહી,
અરે ભાઈ! અતિશે નવાઇ કરી એજ તેં;
ગુજરાતી ગુણીઓના ગુણુની ગણુના કીધી,
ભલા ગુણુ ભાળી વાળી આપિયો અવેજ તેં;
કહે દલપતરામ નવે જુગે રાખ્યું નામ,
ઓ અલેકઝાંડર કિન્લાક અંગરેજ તેં. ૨૭

### અરવિંદમુખી છંદ.

બનવોજ અશક્ય બનાવ બને, વરતાય નહી [1]વિધિકૃત્યનિ વાત;
દિવમાંહિ[2] દિવાકર દૂર વસે, જળમાંહિ જુઓ જનમ્યું [3]જળજાત;
કદિ કાગળ પત્ર પિછાન નહી, ઉપજી કશિ રીતથિ પ્રિત અઘાત?
પ્રિય ક્યાં તુજ ને મુજમિત્રપણું થતું? ક્યાં ઇંગ્લાંડ ક્યાં ગુજરાત?૨૮

### મનહરછંદ.

મુલક મુલકમાંથી ક્યાં જતો મેળાપ થાય?
ક્યાં રાણીનો કિરીટ[4] ને કોહીનૂર ક્યાંહિનો?

---

૧ દૈવ. ૨ આકાશ. ૩ કમળ. ૪ મુગટ.

દેખો હાથીદાંત કોણ ? જાણે કિયા જંગલનો?
ચળકતો ચૂડો બન્યો બાઇયોની બાંહિનો?
અંતર અપાર પણ પ્યાર પરિપૂર્ણ થયો,
કુમુદની[1] ક્યાંની ને મયંક[2] નભ[3] માંહિનો?
દાખે દલપતરામ, દેખી લેજો દૈવ ગતિ,
ક્યાં ફિન્લાક અંગરેજ ક્યાં હું વિપ્ર આંહિનો? ૨૯

સોરઠો.

તલના તરૂને જેહ, સ્નેહ[4] તણો સંબંધ નહિ,
તલમાં ક્યાંથી તેહ? એ અકળિત ઇશ્વરકળા. ૩૦

## મિત્ર ગુણસ્મરણ.

મનહરછંદ.

કીરતિ ફિન્લાક તારી સાંભરશે સદાકાળ,
વિધ વિધ વાતો તારી વિશ્વ વિષે વ્યાપશે;
કામ ક્રોધ લોભને કબજામાં કીધા હતા તેં,
કૃપાનાથ તેથી તારા કર્મબંધ કાપશે;
ઇશ્વર આરાધન જે સ્વરગનું સાધન તે,
અતિ કીધું છે તેથી અચળ સુખ આપશે;
આશીષ અમારી છેલી એ છે દલપત કહે,
સૃષ્ટિપતિ સદા તને સમીપમાં થાપશે. ૩૧

ઇંદ્રિવિજય છંદ.

પાક રિવાજ નિવાજ પઢ્યો તુંજ, ફોગટ ફંદ કરેછ ફકીરા;
બુદ્ધિયિ શુદ્ધ સ્વધર્મ ધર્યો, પર ધર્મ તણા ન કર્યા ચઢિ ચીરા;
ધીરજનો ધરનાર ધરાતળ તુંજ, અને નર અન્ય અધીરા;
તેંજ ભલી ભણિને ભરિ ટેબલ, ઓ આનરેબલ ફાર્બસ વીરા. ૩૨
કૈંક કલેકટર જજ્જ ગયા, ને નવા વળિ આવિ જુના વિસરાવે;
શી ગણતી રેસિડેંટતણી, ગત કૈંક ગવર્નર કોણ ગણાવે?
લંડનમાં નવ લાખ ભર્યા, અહિં આવિ જહાંગિરિ જોર જણાવે;
દેશ હિતેચ્છુ, કહે દલપત્ત, સુણો ફરિ ફાર્બસ તો નહિ આવે. ૩૩

---

1 પોયણી. 2 ચંદ્ર. 3 આકાશ. 4 તેલ.

**મનહરછંદ.**

મળ્યાં હશે બીજાઓને મોટાં મોટાં માનપત્ર,
ચીથરાં થઇ જશે તે ચૂંથાઇ ચૂંથાઇને;
બનાવી બનાવીને બેસાર્યાં હશે બાવલાં તે,
પાવલાંની કિંમતે કદી જશે વેચાઇને;
મસીદો, મીનારા, કે કરાવેલા કીરતિથંભ,
ઘણે દા'ડે તે તો જશે સમૂળા ઘસાઇને;
કવિતાથી ઠામ ઠામ કહે દલપતરામ,
ફારબસતણો જશ રહેશે ફેલાઇને. ૩૪
સિદ્ધાચળે સિદ્ધના દેરામાં સારા શ્રાવકોનાં,
પૂતળાં[1] છે પણ એને યાદ કોણ આણેછે ?
પાટણમાં પાટણના પાટવીનું[2] પૂતળું છે,
પાટણના પુરૂષ તે કોઇક પીછાણે છે;
મોટાં મોટાં માન મેળવીને કૈંક મરી ગયા,
જુઓ આજ જગતમાં જન કોણ જાણેછે?
વિક્રમ ને ભોજના ચરિત્રનાં વિચિત્ર કાવ્ય,
વિશ્વ વિષે વ્યાપવાથી વિશ્વ સૌ વખાણે છે. ૩૫

**ઇંદ્રવિજય છંદ.**

પારવિના ઉપકાર કર્યા, સરકાર તણો અધિકાર ધરીને;
વાત જુની ઠકરાતતણી, દિન રાત લખી ગુજરાત ફરીને;
માન મળ્યું પણ માનવિનું અપમાન કર્યું ન ગુમાન કરીને;
ઇંગ્લિશ કે રૂશ આર્ય વિષે પણ, ફાર્બસ તુલ્ય થશે ન ફરીને. ૩૬
જ્ઞાન નિધાનિ, નહી અભિમાની, દિવાનિ અદાલતનો શુભ દીવો;
લાખ પ્રકાર કર્યા અભિલાખ, પ્રજાજન પાસ પ્રિતીરસ પીવો;
પ્યાર તથા કરતાર તણો, સંધિકાર સદા સુવિચારથિ શીખ્યો:
દેહ ધરી દલપત્ત કહે, પિસતાળિશ વર્ષ પુરાં નહિ જીવ્યો. ૩૭

**મનહરછંદ.**

વિશેષ જો વસ્યો હોત દેશમાં વરસ દશ,

---

૧ દેરાં બણાવનારનાં. ૨ વનરાજ ચાવડાનું.

સુધારત વધારત ગુણ ગુજરાતનો;
અંગરેજી રાજ્યમાં પ્રજાનો પૂરો પ્યાર થાત,
હૃદયમાં રહેત ન વાંધો કશી વાતનો;
સો ગણી સહસ્ર ગણી શોભા સારી પામી લેત,
શોભા પામે જેવી સારી સૂરજ પ્રભાતનો;
જગતમાં જેનો ખપ, ત્યાં અત્યંત તેનો ખપ,
તેવો આવ્યો હુકમ ત્રિલોકીતણા તાતનો. ૩૮
કલમ તો રાખતો, ને કલમષ[1] કશું નહિ,
સાહેબ હતો ને નિત્ય સાહેબને ભજતો;
સરકાર સેવા સમે શરકાર[2] સમવૃત્તિ,
ત્રીજોરી તપાસતો, ને ત્રીજો રિપુ[3] તજતો;
બદન પહેરતો, ને બદ નજરનો નહિ;
પાટ લુણ હક કરી પાટલુન [4]સજતો;
કહે દલપતરામ, ફિન્લાક તો કરૂણાનું,
પાતર હતો, ને જોવા પાતરને ન જતો. ૩૯
ટેક ધારીને વિવેક રાખતો વશેક,
લોક ચારમાં, ઉચ્ચારમાં, આચારમાં, વિચારમાં;
ખચિત ન ધર્યું ચિત્ત, અનુચિત કામના,
પ્રકારમાં, વિકારમાં, ધિક્કારમાં, નકારમાં;
માનવીને દેતો માન, ખાન પાન દાન,
મોંઘવારમાં, તે'વારમાં, સુવારમાં[5], સવારમાં,
ભાખતો ભલું ફિન્લાક રાખતો તપાસ, તે
આહારમાં, વિહારમાં સંહારમાં[6], પ્રહારમાં. ૪૦
માત તાત તુલ્ય મહાસંકટ મટાડનાર,
ભ્રાત તુલ્ય ભારે ભયભીત કાળે ભાગિયો;

---

૧ પાપ. ૨ તીરધડો, જેની આગળ થઇને રાજાની ફોજ ગઇ, પણ તેને ખબર પડી નહિ, એવો તેને પોતાના કામમાં જીવ હતો. ૩ લોભ. ૪ પાયજામો. ૫ સારા વારમાં એટલે રવિવારમાં. ૬ ફાંશી દેવાના કામમાં ખૂબ ઝીણી નજરથી તપાસ કરતો.

શિક્ષક સમાન દાન દાયક શીખામણનું,
મહીપાળ એવોજ પ્રજાએ મળી માગિયો;
માન મળ્યું મોટું પણ, નહિ અભિમાન ઉર,
જાણે મહા જોગીરાજ જગતમાં જાગિયો;
કહે દલપતરામ કવિતાના કોડવાળો,
ક્યાં ગયો કિન્લાક સુઓ સાહેબ સુહાગિયો ! ૪૧

ઇંદ્રવિજયછંદ.

કોઇ તનૂ તજવાથિ થશે દુખિ, આશ્રિત સ્વારથ સાધન આશી;
કોઇ તનૂ તજવાથિ થશે વિરહાતુર વાસ સમીપ નિવાસી;
કોઇ તનૂ તજવાથિ થશે નિજ નાતતણાં નરનારિ નિરાશી;
કીરતિ-કોટ કિન્લાક જવાથકિ, આખિ થઇ ગુજરાત ઉદાસી.૪

મનહરછંદ.

સાંભળ્યું જે સાહેબ કિન્લાકે કર્યો સ્વર્ગવાસ,
બહુ નર નારીઓ લાગ્યાં નિસાસા નાખવા;
મુંબઇમાં મોટા મોટા સાહેબો ને શેઠિયાઓ,
સભા ભરી ભરી લાગ્યા દીલગીરી દાખવા;
સુરત, અમદાવાદ, ઈડર આદિક અને,
ભાવનગરનો ભૂપ ભાવે લાગ્યો ભાખવા;
આમ દલપતરામ ઠામ ઠામ કહે લોક,
દામ ઊઘરાવી કરો કામ નામ રાખવા. ૪૩

કૌસ્તુભનો વીરો હીરો કોહીનૂર[1] એક છેક,
બીજો ધરણીધરે ધરામધ્યે ધર્યો નથી;
અચળામાં[2] અચળ[3] હિમાચળ સમાન ઊંચો,
ઠામ ઠામ જુઓ કોઇ ઠેકાણે ઠર્યો નથી;
ચીનનો પ્રાચીન કોટ, એવો મોટો કોટ, અને
રૂશ દેશ જેવો દેશ બીજો પ્રસર્યો નથી;
ગુજરાતી ગુણીઓના ગુણનો ગ્રાહક એક,

---

૧ તેનું તેજ હિંદુસ્તાન ઉપર પડેછે, માટે તેને સર્વોપરી ગણ્યો છે. ૨ પૃથ્વી. ૩ પર્વત.

કિન્લાક સાહેબ, બીજે સાહેબે કર્યો નથી. ૪૪

### દોહરા.

અમેરિકા ને એશિયા, વળિ આફ્રિકા યુરોપ;
ક્યાંઇ નથી કિન્લાક સમ, અવર પુરૂષમાં ઓપ. ૪૫

### સોરઠો.

કરેલ કીર્તી મેર[1], દુનિયામાં તે દેખવા;
ફાર્બસ રૂપે ફેર, ભોજ પધાર્યો ભૂમિમાં ૪૬

### મનહરછંદ.

પરિમળ અમળ અમળ જળથળ રમાં
કવિકુળ કોમળ કમળ સુ પ્રકાશીને;
ગુણીજન ભ્રમર ભ્રમણ ભલી ભાત કરે,
કોકિલ કલ્લોલ અંબ કદંબ નિવાસીને;
વસ્તી ફૂલવાડીમાં ફૂલી ફૂલી ફેલાયાં ફૂલ.
દેખેછે અશોક[2] લોક શોક ગયો નાશીને;
પ્રગટયાં નવીન પત્ર[3] અત્ર સરવત્ર, જ્યારે,
એકત્ર પવિત્ર મિત્ર[4] મળ્યો મીન[5] રાશિને. ૪૭

### તેના કેવા વિચાર હતા તે વિષે કહેલો છંદ.

દેશ ગુજરાત વિષે વધારૂં વિદ્યા વિશેષ,
ઓપી કરૂં ઓપતો યુરોપના આકારમાં;
કોટિ કોટિ વિધિની વધારૂં કળા કુશળતા,
હિકમતી કરૂં ગ્રેટબ્રિટનની હારમાં;
ગુજરાતી કવિઓના ગુણને ગજાવું ને,
સજાવું વળી તેઓને શ્રીમંત આ સંસારમાં;
કહે દલપતરામ સાહેબ કિન્લાક સુણો,
આ સમે છે એવી વાત આપના વિચારમાં. ૪૮

### તેના વિના કેવું લાગે છે.

આદિત્યનો અસ્ત થતાં થાય છે અંધારૂં ઘળ,

---

૧ મેરુ. ૨ આસોપાલવ, અથવા શોક નહિ તે. ૩ પાનડાં, અથવા પુસ્તકનાં પાનાં. ૪ સૂર્ય, અથવા દોસ્તદાર. ૫ દકાર નામ વાળાને,

ફારબસ વિના એવી દુનીયા દેખાયછે;
બંગલા બજાર બાગ જંગલની ઝાડી જેવા,
ધીરજ ધરાય નહિ એવા ખાવા ધાયછે;
સોબતી સિધાવ્યાથી સિધાવ્યાનો સમય હવે,
સમીપમાં આવ્યો એવું શુદ્ધ સમજાય છે;
દેહ ગેહ[1] થકી સ્નેહ છૂટયો દલપત કહે,
આશાના અંકુર ઉર થકી દૂર થાય છે. ૪૯

## ફાર્બસ બિરદ કેમ મળ્યું હશે ?

ખંડોબા[2] ને બૌચરાજી[3] જૈ ચઢ્યાં યુરોપખંડ,
દેખવા લાયક દેશ દેખવા સરસ તે;
પુરાતનમાં ફિન્લાક સાહેબના પૂરવજે,
હરખથી પૂછ્યું તે બંનેને મુખ હસતે;
"પૃથવીમાં મારા પુત્ર પૌત્ર પરિવાર વાળા,
મેળવશે કેવું માન અને કેવો જશ તે;"
ખંડોબા બોલ્યા કે "ફાર;[4]" બૌચરાજી બોલ્યાં, "બસ[5]",
બંને મળી બીરૂદ[6] બનિયું "ફારબસ" તે. ૫૦

## કવિતાને ઉત્તેજન વિષે.

કવિતાનો કોઇ ભૂપ ભાવ પુછનાર નથી,
બીજે ધંધે ધાયા કવિ ધારી એવાં કારણો;
એવામાં કવિનો મેળો[7] ફિન્લાક સાહેબે કીધો.
સાંભળી કવિતા આપ્યાં ઇનામ સંભારણો,
દીલનો ઉદાર દીઠો, દેવાંશી દાતાર દીઠો,
દાખે દલપત દીઠો દારિદ્રય વિદારણો,
અભણ પસ્તાવા લાગ્યા, ભણેલા ફૂલાવા લાગ્યા,
પુત્રોને પઢાવા લાગ્યા ભટ ભાટ ચારણો. ૫૧

---

૧ ઘર. ૨ દક્ષિણનો દેવ. ૩ ગુજરાતની દેવી. ૪ બહુ. ૫ પૂર્ણ. ૬ એવાંજ કલ્પિત બીરૂદ કેટલાએક દેશી રાજાઓને કવિઓએ આપેલાં છે, તે ભોળા લોકો સાચું માનેછે. ૭ ઇડરમાં કર્યો હતો.

બાળક જુવાન વૃદ્ધ નર અને નારીઓમાં,
કવિતાનો શોખ વધ્યો આ સમે અથાક છે;
ગોરા લોકે ગુજરાતી કવિતાના ગુણ ગણ્યા,
કવિતાને જાણી જે કોવિદતાનું નાક છે;
ગામ ગામ ઠામ ઠામ કવિતા કવિતા દીસે,
વસંતવેળામાં જેવો પુષ્પતણો પાક છે;
આ સમે થવાનું આમ કહે દલપતરામ,
કારણ કહું તો સાચું સાહેબ કિન્લાક* છે. ૫૨

## દોહરા.

કુથ્થા‡ પુસ્તક કાપિને, એનો ન કરીશ અસ્ત;
ફરતો ફરતો ફારબસ, ગ્રાહક મળ્યો ગૃહસ્થ. ૫૩
પાટણ કેદ પડી હતી, અકળાઈ થઈ અંધ;
સરસ્વતીના ફાર્બસે, બહુ છોડાવ્યા બંધ. ૫૪

## સોરઠો.

કવિતા વેલી વીર, ગૂમ થાત ગુજરાતથી;
નિર્મળ છાંટી નીર, ફેલાવી તેં ફારબસ. ૫૫

## દોહરા.

ગુણ ગ્રાહક ફાર્બસ ગયો, લડ્યા યુરોપ નૃપાળ;
કવિ, કંપની, કપાસની, કિમત ઘટી આ કાળ. ૫૬

## દુમેલા છંદ.

ગુણ ગ્રાહક વિક્રમ ભોજ ગયા, કવિતા તણિ કિમત જે કરતા;
પ્રથિરાજ[1] અને ઇંદ્રજીત[2] ગયો, રખિદાસ[3] ગયો રસનો ધરતા;
સરદાર ગયા શુભ ફાર્બસ સાહિબ, જે સઘળા ગુણ સંઘરતા;
શુભનામિ જવાથકિ ખામિ પડી, કરવીશું નકામિ કવીશ્વરતા. ૫૭

---

* પછી તેમના મિત્ર ટી. સી. હોપ સાહેબને ગુજરાતી કવિતાનો શોખ થયો.

‡ પુસ્તક કાપી ખાનાર જીવડો—કુથ્થો.

૧ ચંદ કવિનો. ૨ કેશવદાસ કવિનો. ૩ શામળભટ કવિનો પાળનાર.

કવિતા રસનો વકરો કરતાં, બહુ માલ પુરાત બકાત રહ્યો;
ઉપજ્યો ઉર ક્ષોભ અથોભ હવે, અતિલોભ કિધા થકિ લાભ ગયો;
મન માન્યું હવે મળશે નહિ મૂલ, જવે જળ પાડે જરૂર વહ્યો;
કહિયે શું અનાહક, જે ચિતચાહક, ગ્રાહક ફાર્બસ ગૂમ થયો. ૫૮

મનહર છંદ.

શાણો સરદાર ગયો, હેતુ હિતકાર ગયો,
નોધારાં આધાર ગયો, યાર અનુભવિનો;
દયાળુ ઉદાર ગયો, ગુણી ગુણાકાર ગયો,
બુદ્ધિનો બજાર ગયો, પાર નીતિ નવીનો;
સુખ સરજનાર ગયો, દેવાંશી દાતાર ગયો,
સૃષ્ટિનો શૃંગાર ગયો, સાર રૂડા રવિનો;
દલ દોસ્તદાર ગયો, કાવ્યનો કોદાર ગયો,
કિન્લાક શ્રીકાર ગયો, કાર[1] ગયો કવિનો.

ઇંદ્રવિજય છંદ.

તે ગુણતો કવિતા મુજ તેથિ, દિલે કવિતા કવતાં સુખ દેતી;
આદર અન્ય કરે ન કરે પણ, લાયક કિંમત ત્યાં થકિ લેતી;
મોંઘિ હતી મણિ માણકથી, રખડાતિ થઈ રસતાતણિ રેતી;
શી કવિતા દલપત્ત કહે કવું, ફાર્બસ જાણ વિનાનિ ફજેતી? ૬૦
રે પ્રિય ફાર્બસ જો ફરિથી મળ, સારિ કરી કવિતા સંભળાવું;
સ્નેહ વધારૂં શૃંગારરસે હદ, હાસ્યરસે ખુબ ખૂબ હસાવું;
વીરરસે વળિ વલ્લભ વીર, શરીર વિષે અતિ શૂર ચડાવું;
કદરદાર ઉદાર વિના, દલપત્ત કહે ગુણ ક્યાં દરશાવું? ૬૧

મનહરછંદ.

સમસ્યાની પૂરતિ ને સારી રીતે સમજીને,
"વાહ! વાહ!" કહિને કિયો વખાણનાર છે?
અને રસ અલંકાર, પેખીને રૂડા પ્રકાર,
અંતરમાં ઉમળકો કોણ આણનાર છે?
ઉત્તમ અધમ કાવ્ય તત્ત્વથી તપાસ કરી,

---

૧ કસ.

મોજ આપીને રમોજ કોણ આણનાર છે?
કહે દલપતરામ, સાહેબ કિન્લાક વિના,
કાવ્યની કિંમત હવે કોણ જાણનાર છે? ૬૨

## સમુદ્રપ્રતિ ઉક્તિ.

### ઇંદ્રવિજય છંદ.

રે રતનાગર સાગર સાંભળ, રત્ન કિયું સઘળાં થકિસાઈ;
કૌસ્તુભ, કામદુઘા, કરિરાજથિ, રત્ન રૂડું ધનવંતરિ ધાઈ;
એકથકી ગુણ એક વશેક, વિવેક થકી કદિ વાત વિચાઈ,
ફાર્બસ સાહિબ તો સરવોપરિ, રત્ન હતું રતનાગર તાઈ. ૬૩

## મેઘરાજાપ્રતિ ઉક્તિ.

### મનહર છંદ.

અરે મેઘરાય આઠ માસની મુસાફરીએ,
વેગળો ગયો તું પણ વેગે વળી આવજે;
સોબતમાં સારો શોધી લીધો મારા સોબતીને,
સોબતમાં સાથે પાછો લક્ષ રાખી લાવજે;
જગતના મિત્ર ને પવિત્ર છો જરૂર બંને,
રોજ રોજ રીત એવી રૂડીજ રખાવજે;
આવીને આ ઠામ વળી કહે દલપતરામ,
અંતરે આરામ મને અતિ ઉપજાવજે. ૬૪

## સાભ્રમતીપ્રતિ ઉક્તિ.

શુણ સતી સાભ્રમતી, ધીમી કેમ ધારી ગતિ?
વિરતિની[1] મતિ કેમ રાખી મારી વીરી[2] તેં?
કેમ થયું કૃશ[3] અંગ? ક્યાં ગયા તારા તરંગ?
સંગ હતા દાદુર તે દૂર કર્યા શી રીતે?
બંને બાજુ ઓઢેલાં લીલાં રૂચિર ચીર હતાં,
ચિત્તમાં શી ચિંતા ચઢી ચીર નાખ્યાં ચીરી તેં?
ઉદાસી દીસેછે આમ, દાખે દલપતરામ,
ફારબસ ગયો તેથી લીધી શું ફકીરી તેં? ૬૫

---

૧ વૈરાગ્યની. ૨ બહેન. ૩ દૂબળું, સુકાએલું.

## દુઃખપ્રતિ ઉક્તિ.

### ઇંદ્રવિજય છંદ.

રે દુખ રૂપિ ભુંડા ભમરા તું, રખે કદિ ભોળપણે ભ્રમિ ભૂલે;
પેખિ પડ્યો દિલ-પંકજમાં[1], ચતુરાઇ ચતૂર પડી તુજ ચૂલે,
નીસરવાનિ ન રાખિશ આશ, ખરેખરૂં બંધન ખોલ્યું ન ખૂલે;
તે દિલપંકજ તો દલપત્તનું, ફાર્બસ મિત્ર[2] વિના નહિ ફૂલે. ૬૬

## કૂકડાપ્રતિ ઉક્તિ.

### મનહરછંદ.

કાગળના બીડા પર કૂકડાની[3] છાપ દેખી,
દૂર હોય દોસ્ત તોય ધારતો હું ઢૂંકડા;
ત્યારે મને તારા જેવા પ્યારા, કો ન સારા લાગ્યા,
ચિત્રનાં ચકોર, મોર, સારિકા,[4] કે શુકડા;[5]
મિત્રના લખેલા તે હું મોતી જેવા માની લેતો,
એમાં કદી કીધા હોય અક્ષર અધૂકડા;
કહે દલપત, મિત્ર પત્ર વિના પાસે આવી,
કાયા ન દેખાડીશ હું કહું તને કૂકડા. ૬૭

## મિત્રના પૂર્વપત્ર વિષે.

મિત્ર તણો પત્ર જ્યારે તત્ર થકી અત્ર આવી,
પ્રાપ્ત થયો મને પ્રેમ પૂરણ ઘણાકનો;
વાંચી વાંચી વાળું વળી વાંચવાની વૃત્તિ થાય,
અતિશય એવી અર્થ રચના અથાકનો;
દોસ્તી ચિત્ર દેખરેખ, તેમાં નહિ મીન મેખ,
લાયક છે લેખ જાણું પ્રેમના વિપાકનો;[6]
લઈ સંકેલાય નહિ, તથા તજ્યો જાય નહિ,
અક્ષિકાની આગળથી કાગળ કિન્લાકનો. ૬૭

---

૧ કમળ. ૨ સૂર્ય, અથવા દોસ્ત. ૩ તેના સિક્કામાં કૂકડો હતો. ૪ મેના. ૫ પોપટ. ૬ પરિણામનો.

## હવે પત્રની નિરાશા વિષે પીંપળાપ્રતિ ઉક્તિ.

### દોહરો.

પામિશ પત્રો પીંપળા, નહિ તું થઈશ નિરાશ;
મિત્ર જતાં મારે થયો, પ્રાઢ પાનખર માસ.

## કમળપ્રતિ ઉક્તિ.

અરે કમળ કરમાય કાં? મળશે કાલે મિત્ર;
મિત્ર મલણુ આશા મટી, દુખ મુજ દેખ વિચિત્ર. ૭૦

## દીલગીરીની દીવાળી વિષે.

### મનહરછંદ.

દીવા દીવા નહિ, ભારે ભયતણા ભડકા છે,
રાક્ષસી આ રાત કાળા કાળ જેવી કાળી છે;
દારૂખાનું દેખી દેખી થાય છે દહન દીલ,
જાણુંછું જે શગડીઓ શોગની પ્રજાળી છે;
હર્ષ થયો ભંગ રાગ રંગનો ઉમંગ ગયો,
સ્વાદહીન સૂખડીઓ સેવ ને સુંવાળી છે;
દોસ્તદાર ફારબસ વિના દલપત કહે,
દીલગીરી વાળી આ દીવાળી ભૂંડી ભાળીછે. ૭૧

## છમાસ વીત્યા વિષે.

### ઈંદ્રાવજ્ય છંદ.

છેટું પડયાથિ છમાસ જતાં, છુટતું સુખ, શોકથિ છાતિ છવાતી;
પત્ર મળે નહિ તો દલપત્ત, અધીરણિથી નહિ ધીર ધરાતી,
ઊડતિ આંચ અચાનકમાં, નિજ થાનકમાં પણુ થીર ન થાતી;
ફાર્બસ મિત્ર જતાં નથિ ફાટતિ, છેક કઠોર ઠરી મુજ છાતી.૭૨

## વિજોગનું ચોમાસુ.

### મનહરછંદ.

ગાજે છે ગગન ઘટા, છાજે છે વીજળી છટા,
આજે છે એલી, એ તો બિરાજે છે સુરીતમાં;
જાયછે પ્રવાહ, ને ભરાય છે નદી તળાવ,

થાય છે સૌ ખુશી, ગુણ ગાયછે સુગીતમાં;
ભાગે છે ભાળીને મન, માગેછે મેળાપી મિત્ર,
જાગે છે વિરહ, હૈયે લાગેછે અહિતમાં;
ધરેરે જળદધાર,[1] કરે રે કેકી[2] પોકાર,
અરેરે ફિન્લાક વિના ચરેરે છે ચિત્તમાં. ૭૩
ધરર ધરર ઘણો ઘનતણો ઘોષ સુણી,
ચરર ચરર ચિત્ત દાઝે દીલગીરમાં;
ફરર ફરર ફરે પવન અવનિપર,
સરર સરર વાગે શિરમાં શરીરમાં;
ખરર ખરર જળ જમિનમાં ખરી પડે,
ઝરર ઝરર ઝરે નેવ નીર નીરમાં;
થરર થરર સ્થૂળ* સ્થિતિ તજી થથરે છે,
અરર અરર વૃતિ છે ફિન્લાક વીરમાં. ૭૪

## વર્ષ વીત્યા વિષે.

### ઇંદ્રવિજયછંદ.

આવિ વળી વર્ષારતુ તો, વરસાદ વિશેષ વળી વરસાવ્યો;
શ્રાવણના દિન સર્વ ગયા, પછિ ભાદરવો ભલિભાત ભજાવ્યો;
વર્ષ પુરૂં દલપત્ત વિત્યું, દશરા દિન દૈવગતે દરશાવ્યો;
આવિ દિવાળી વળી ફરિથીફરીથીપ્રિય ફાર્બસ તો નહિ આવ્યો. ૭૫

### દોહરો.

[1]ફાગણ આગળ ગત અને આવ્યો ચૈતર[2] અંત;
શરૂ [3]બજેવમાં સાંભરે, પોસ[4] અંત પર્યંત. ૭૬

### સોરઠા.

દિન ગણુતાં ગત માસ, માસ ગણુત વરસે ગયું;
નિશ્ચય થઈ નિરાશ, કઠોર બનિયું કાળજું. ૭૭
કંઇક કહે "મહારાજ, મુઆં મનુષ્ય જગાહશે;"
એ દિન ક્યાંથી આજ? મળિયે ફાર્બસ મિત્રને. ૭૭

---

૧ વર્ષાદ. ૨ મોર. * શરીર. ૧૨૩૪=ફારબસ.

# બીજે વર્ષે દુકાળની ધાસ્તી વિષે.

## ઇંદ્રવિજયછંદ.

દુષ્ટ દુકાળ કરાળ[1] કૃતી તજ, ક્રોધ હવે ન કરીશ કદાપી;
ફાર્બસ ઢાલ ધિંગીગત થૈ મુજ, તર્કતુરંગ[2] પડયો તનુ કાંપીઃ
હિંમત ગૈ હથિયાર પડયાં, પછિ તું શિદ આડછ તાક તથાપી?
ચાહિ ચલાવ ચડયા પર ચોટ, પડયાપર પાટુ ન મારિશ પાપી.૭૯

## મિત્ર પ્રતિ ઉક્તિ

### સોરઠા.

વા'લા તારાં વેણ, સ્વપનામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ, ફરી ન દીઠાં ફારબસ. ૮૦
આજ કાલની વાત, જોડ વરસ જાતાં રહ્યાં;
ભેળા થઇને ભ્રાત, ફરી ન બેઠા ફારબસ. ૮૧
પામ્યો ગતી પવિત્ર, જઇને બેઠો જોખમાં;
મિત્ર તણી તેં મિત્ર, ફિકર ન રાખી ફારબસ.
"દિલ ન થશો દિલગીર, વેલેરા મળશું વળી;"
વદિને એવું વીર, ફરિને ન મળ્યો ફારબસ. ૮૩
ઉચર્યો કદી ન એક, જુઠો દિલાસો જીભથી;
છેલી વારે છેક, ફોગટ બોલ્યો ફારબસ. ૮૪
દીઠા નહિ દેદાર, સંદેશો નહિ સાંભળ્યો;
કાગળ પણ કો વાર, ફરી ન લખિયો ફારબસ.૮૫
હેતે ઝાલ્યો હાથ, છેક કદી નહિ છોડતો;
મળ્યે સ્વરગનો સાથ, ફંટાયો તું ફારબસ. ૮૬
માનવ જાતી માત્ર, ભલે વસે સઉ ભૂમિમાં;
પણ પ્રીતીનું પાત્ર, ફૂટી ગયું રે ફારબસ. ૮૭
લાખ લડાવ્યાં લાડ, સુખ તે તો સ્વપને ગયું;
ઝાઝાં દુખનાં ઝાડ, ફળવા લાગ્યાં ફારબસ. ૮૮
અંતરની ગત એક, ઇશ્વર જાણે આપણી;
છેટું પડ્યાથી છેક, ફરૂં ઉદાસી ફારબસ. ૮૯

---

૧ વિકરાળ. ૨ ઘોડો.

તારા બોલતણાજ, ભણકારા વાગે ભલા;
ઉપજે ઘાટ ઘણાજ, ફરિ ક્યાં દેખું ફારબસ? ૯૦
નેણે વરસે નીર, સ્નેહી જ્યારે સાંભરે;
વે'લો આવી વીર, ફરિને મળજે ફારબસ. ૯૧

## મન વાળવા વિષે.

### મનહરછંદ.

અરે જીવ બન્યું જગજીવને બનાવ્યું જેમ,
તેનો પરિતાપ કીધે પાપ ફળ ફળશે;
કીધાથી હંમેશ ક્લેશ વેદના વિશેષ થશે,
કાંતો તારૂં કાળજું ટકાવમાંથી ટળશે;
તે માટે તું તજ શોક, ભજ તું ત્રિલોકનાથ,
ફારબસ મિત્ર ફરી મોક્ષ મધ્ય મળશે;
ગયાં એટલાં વરસ વયના ગુમાવાં નથી,
જો તું કાળ વેગ, કાળ જલદી નીકળશે. ૯૨

### દોહરા.

પ્રીત કરી સુખ પામવા, ઉપજ્યો ખેદ ખચીત;
પ્રીત ન કરશો કોઇશું, પ્રીત રીત વિપરીત. ૯૩
વિનાશ વાળી વસ્તુ જે, તે સાથે શો સ્નેહ?
સદા ગયા પછી સાંભરે, દિન દિન દાઝે દેહ. ૯૪

### સોરઠા.

મહા રોગની રીત, પ્રીત વિષે પ્રત્યક્ષ છે;
કોઈ ન કરશો પ્રીત, પ્રીત કરે દુખ પ્રાણને. ૯૫
જન સઘળા જોનાર, જે "અંબે! અંબે!" કહે;
કરે સતી પોકાર, શબ્દ કોણ તે સાંભળે? ૯૬

## તે સ્ત્રી પુરૂષના ગુણ વિષે.

### મનહરછંદ.

એક રંગ, એક રૂપ, ધર્મ કર્મ કર્મ એમ,
ચતુરતા એક, ચિત્ત એકજ વિચારનાં;
એક ભક્તિ, એક ભાવ, એકજ સ્વભાવ શુદ્ધ,

નિરંતર એકજ લક્ષણુ નર નારનાં;
પતિ નામ મિસ્તર, ને પતની મિસીસ નામ,
ફારબસ જોડ એટલાજ ફેરફારનાં;
બાહેર બે રૂપ પણુ અંદર જણાય એક,
ગુણે "સ્ટીરિયોસકોપ[1]" પ્રતિમા પ્રકારનાં. ૯૭

## રાસમાળાના પુસ્તક વિષે.

પુસ્તક પ્રત્યક્ષ મન માન્યું દીસે મધુવન[2],
પ્રકરણુ પ્રૌઢ વૃક્ષ રસિક રૂપાળા છે;
પેખીએ પવિત્ર પત્ર, વાકય ફળ ફૂલ તત્ર,
બનેલી છબીઓ તે તો બની ગોપબાળા છે;
નૃપ કુળ વરણુન ગણું ગીત ગાનતાન,
ગોઠવેલા રાગ ગોપ વાંસળીઓ વાળા છે;
દીસે નવ રસમય દાખે દલપતરામ,
રાસની રસાળા[3] રૂપે ગ્રંથ રાસમાળા છે.

## સમાપ્તિ વિષે.

વાંચનારને વિશેષ વિચાર પમાડનારી,
દીસે છે દેખાડનારી દોસ્તીના દેખાવની;
નીતિ લાભ નોંધનારા, બીજાઓને બોધનારા,
સાબાશીના શોધનારા સાહેબોના દાવની;
વરણુવી એમાં વાત, ખરેખરી થવા ખ્યાત,
સ્નેહવંત શાણા સરદારના સ્વભાવની;
રાખવા આ ઠામ નામ, દાખે દલપતરામ,
બાંધી બુક ફારબસવિરહ બનાવની. ૯૯

## રાગ પરજીઓ.

ફરી હવે ફાર્બસ જેવો રે, અમલદાર કયાં મળે એવો ? ટેક.
ઇસ્વી અઢારસેં વીશમે વર્ષે, જન્મ્યો વિલાયત[4] દેશ;
ઉત્તમ અંગ્રેજી અભ્યાસ કરીને. વિદ્વાન બનીયો વિશેષ. ફરી૦ ૧

---

૧ પેટીમાં બે છબીઓ હોય, પણુ જોતાં એક દેખાય છે તે.
૨ વૃંદાવન. ૩ પૃથ્વી. ૪ સ્કાટ્લંડમાં.